જે ગાયન ન ગાવામાં આવે તે કાઢી નાંખેલું સમજવું.

ॐ

॥ श्री गणेशाय नमः ॥

" दानेन भूतानि वशीभवन्ति "

# बलिराजा.

(વામન અવતાર)

નાટકનાં ગાયનો.



મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

પ્રયોજક:—સ્વ. મૂલજીભાઇ આશારામ ઓઝા.

પ્રકાશક:—પ્રેમીલાલ મૂલજીભાઈ ઓઝા.

(મોરબી આ૦ સુ૦ નાટક મંડળીના માલીક.)

ગેઇટી થીએટર, બોરીબંદર સ્ટેશન સામે, મુંબઈ.

આવૃત્તિ ૬ઠ્ઠી પ્રત પાંચ હજાર.



સંવત ૧૯૭૮.] [સને ૧૯૨૨.

મૂલ્ય ચાર આના.

છાપનાર: મગનલાલ જગજીવનદાસ, (૧૮૧૬-૭૮.)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ, ૩.

# નામદાર વાઇસરૉય સાહેબ.

બહાદુરના. ઓનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ., એમ. ડી., ડીરેક્ટર ઑફ મેડીકલ સરવીસવાલા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રોસ વૉર હોસ્પીટલ કે જેમાં મેજર ઑનરેબલ સર ઑફ સ્ટેવર્ડ સી. આઈ. ઈ. કલકત્તા તથા મેજર એ. ઇ. વાલ્ટર, આઈ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે. તે હોસ્પીટલમાં, રાજા મહારાજાઓ, નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, શેસન્સ જજજો, કર્નલો, મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેક્ટર જનરલ ઑફ પોસ્ટઓફીસ, નામદાર ઈંડીઆ સરકારના કૉમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઑફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીઅન સીવીલ સરજ્યન, લેફ્ટેનન્ટ આઇ. એમ. એસ., એમ. ડી.ની ડીગ્રી ધરાવનારાઓ મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીઅન અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે. પુરૂષાતન કાયમ રાખેછે. આ શાહવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડેછે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપેછે, ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂા. દશ.

**ડાક્ટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠિયાવાડ.**

॥ श्री गणेशायनमः ॥

# બલિરાજા

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગળાચરણ, ઇશ્વરસ્તવન; વસ્તુ સૂચન.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—ક્ષીરસાગર દેવમંડળ તથા દાનવમંડળ મળી સમુ મંથન કરતાં નિકળેલાં લક્ષ્મી, અપ્સરા વગે ચૌદ રત્નોની વહેંચણી માટે દાનવપતિ બલિ તથ ઇંદ્ર વચ્ચે તકરાર, વિષ્ણુ તથા શંકરભગવાને આ બંને પક્ષનું સમાધાન કરવું. યોગ્ય વહેંચણી ક લક્ષ્મી, વિષ્ણુ તથા શંકરનું પોતાના સ્થાને જવુ અમ્રત માટે ફરીથી દેવદાનવોમાં તકરાર, વિષ્ણુ મોહિની સ્વરૂપે પ્રકટ થવું; મોહિનીના મોહમ મુગ્ધ બનેલા દાનવોને છેતરી દેવોને અમૃત પાન કરાવવું. રાહુએ દેવોનું કપટયંત્ર પારખ લઇ માયાવી દેવ બની અમૃતનું પાન કરવું દે

તાઓનો ગભરાટ; વિષ્ણુ ભગવાને આવી રાહુનો શિરચ્છેદ કરવો, દેવતાઓમાં આનંદ, ટેબ્લો!

**પ્રવેશ ૨ જો**—તડાકીયા જોશી ત્રંબકલાલની પોતાની નવી સ્ત્રી લાડવહુની સ્વતંત્રતા વિષે રકઝક, ત્રંકુબલાલનું કંટાળીને જવું.

**પ્રવેશ ૩ જો**—વસંત બગીચો. બલિરાજાની કન્યા રત્નમાળાનું સખીઓ સહ બગીચામાં વિનોદહાસ્ય, ઇંદ્રકુમાર જયંતનું વિમાનમાં બેસી આવવું; રત્નમાળા તથા જયંતનો પ્રણુય વિનોદ, અચાનક બલિરાજાનું આગમન, રત્નમાળા તથા જયંત વચ્ચે પ્રેમ બંધાયલો જોઇ ગુસ્સે થઇ બંનેને કારાગ્રહમાં કેદ કરવાનું પોતાના સરદારોને કહી બલિરાજાનું જવું; રત્નમાળાનું હરણુ કરી જયંતનું વિમાનદ્વારા સ્વર્ગમાં ચાલ્યા જવું; દાનવ સરદારોનું દિગમૂઢ થવું, ટેબ્લો!

**પ્રવેશ ૪ થો**—ઇંદ્રમહાલય. ઇંદ્ર તથા ગુરૂ બૃહસ્પતિ વચ્ચે આનંદ, વાતચીત, નારદ મુનિએ આવી બલિરાજાએ અમરાવતી ઉપર સ્વારી કરવાના સમાચાર આપવા, ઇંદ્ર-બૃહસ્પતિનો ગભરાટ! નારદની સલાહથી ઇંદ્રનું વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણુ કરી, યાત્રાનિમિતે ચાર માસ સુધી બલિરાજાની યુવાની માગવાનો કપટ યંત્ર રચી, બલિના દરબારમાં જવું.

પ્રવેશ ૫ મો—સ્વર્ગ. જયંતનું અંતઃપુર. જયંત-રત્નમાળાનો પ્રણયશૃંગાર, ઇંદ્રિ કુમારી જયંતીનો વિનોદ.

પ્રવેશ ૬ ઠો—રાજ્યમાર્ગ, તડાકીયા ત્ર્યંબકલાલનો લ્હેર કરવા નિકળેલી લાડવાઇ સાથે આનંદ વિનોદ. લાડવાઇનું ઘેર જવું. તડાકીયા-ફડાકીયાનો મીળાપ, ફડાકીયા વૈદની લંગડી છોકરીનાં તથા તઠાકીયા જોશીના કાણા છોકરાના લગ્ન કરવા સંબંધી બંને વચ્ચે વાતચીત, વર-કન્યાની ખોડ છુપાવવાની ઠગાઇ કરી બંનેનું મનમાં આનંદ પામવું; ન્યાતગોરે આવી બંનેની લુચ્ચાઇ ઢાંકવા લાંચ લઇ લગ્ન સંબંધ બાંધી આપવો; બંને વેવાઇ તથા ગોરનો આનંદ.

પ્રવેશ ૭ મો—બલિ દરબાર. બલિ દરબારમાં કપટથી વૃદ્ધ બ્રાહ્મણ બની યાચના માટે ઇંદ્રનું આગમન, ઇંદ્રને દાન આપવાનું વચન આપવા જતાં નારદ તથા શુક્રાચાર્યે આવી બલિને તેમ કરતાં અટકાવવો; ભેદ પ્રપંચનો પ્રકાશ, ઇંદ્રના અભિમાનથી બલિનો ક્રોધ; ઇંદ્રને કારાગૃહમાં કેદ કરવો; નારદ મુનિનો આનંદ.

ટેબ્લો !

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—અમરાવતી પાસેનું ઉપવન. ત્રિલોકાટન કરતા મુનિવર નારદ તથા દેવગુરૂ બ્રહસ્પતિ વચ્ચે વાતચીત. નારદે બલિ ઇંદ્રાસન લેવા અમરાવતી તરફ જાય છે એવા સમાચાર આપવાથી દેવગુરૂનું ઇંદ્રાણી પાસે જવું.

**પ્રવેશ ૨ જો**—ઇંદ્રાસન. બલિદ્વારે ઇંદ્ર કેદ થવાથી તથા બલિ ઇંદ્રાસન લેવા આવેછે તેવા ખબર મળવાથી શચી ઇંદ્રાણીનું ગભરાવું તથા દેવમંડળનું દીલગીર થવું, વિજય પામેલા ગર્વિષ્ટ બલિનું દાનવ મંડળ સહિત ઇંદ્રાસન પાસે આવવું. બ્રહસ્પતિ તથા શચી બળાત્કારથી ઇંદ્રાસન ઉપર બેસવા જતા બલિનો તિરસ્કાર કરી અટકાવવો. ઉદ્ધતાઇથી શચી તથા દેવમંડળનું અપમાન કરી ઇંદ્રાસન ઉપર બેસવા જતાં ઇંદ્રાસનમાં ચમત્કાર! ભયભીત બલિની દેવોએ મશ્કરી કરવી. ટબ્લો.

**પ્રવેશ ૩ જો**—ઇંદ્રભુવન. શુદ્ધ પ્રેમી દંપતી રત્નમાળા તથા જયંતની આનંદ વાતચીત, ઇંદ્ર મહાલયો જોઇ આશ્ચર્ય પામતા રત્નમાળાને શોધતા બલિનું આગમન, રત્નમાળા-જયંતનું બલિને જોઇ સ્તબ્ધ થવું; બંદીવાન ઇંદ્રને કેદ મુક્ત કરવા તથા જામાત્રની મેહમાની કરવાની કપટ લાલચ આપી બંનેને પોતાની સાથે શોણીતપુર લઇ જવાં.

**પ્રવેશ ૪ થો**—ફરશુરામ ફડાકીયા વૈદનું ઘર, લંગડી છોકરીનું ઠગાઈથી લગ્ન કરવાનું ચોક્કસ થવાથી વૈદનું તથા તેની સ્ત્રી સૂરજનું હર્ષઘેલાં થવું.

**પ્રવેશ ૫ મો**—વૈકુંઠ, લક્ષ્મીભુવન, લક્ષ્મીદેવીની ગૃહણી ધર્મ વિષે વિશાખા તથા રોહિણી સાથે વિનોદચર્ચા, લક્ષ્મીએ ગૃહિણી ધર્મનું રહસ્ય સમજાવવું; બાદ વિષ્ણુ ભગવાનનું આવવું, શુદ્ધ સાત્વિક પ્રેમચર્યા ભક્તોનું રક્ષણ કરવા વામનઅવતાર ધરી તથા અદિતિયે આદરેલી તપશ્ચર્યાનું ફળ આપવા વિષ્ણુ પરમાત્માનું જવું.

**પ્રવેશ ૬ ઠો**—બલિરાજાનો મહાલય, ઇંદ્રાસન ઉપર બેસવા જતાં અપમાન પામી લજ્જિત થયેલા બલિરાજાનો ક્રોધ, ફરીથી પૂર્ણ તૈયારીથી અમરાવતી ઉપર ચડાઇ લઇ જવાનો વિચાર. શતયજ્ઞ પૂર્ણ થયા સિવાય ઇંદ્રાસન લઇ શકાશે નહિ માટે સોમો યજ્ઞ પૂર્ણ કર્યા બાદ ચડાઇ લઇ જવાની શુક્રાચાર્યે સલાહ આપવી; બલિની છેલ્લો સોમો યજ્ઞ આદરવાની તૈયારી.

**પ્રવેશ ૭ મો**—કશ્યપમુનિનો આશ્રમ. ઇંદ્રાદિક દેવોની તથા અમરાવતીની દાનવોએ ભયંકર દુર્દશા કરવાથી દેવ માતા અદિતિની તપશ્ચર્યા, વિષ્ણુ પ્રાકટ્ય; બલિના ત્રાસથી ભયભીત થયેલા દેવોનું મહર્ષિ નારદ સહિત વિષ્ણુ ભગવાનને શરણે આવવું, વિષ્ણુ પરમાત્માએ અવતાર લઇ દુષ્ટોનો સંહાર

કરવાનું સર્વેને વચન આપી શાન્ત્વન આપવું;
**વામન અવતાર દર્શન--ટેબ્લો!**

**પ્રવેશ ૮ મો**--રાજ્યમાર્ગ, ત્રંબકલાલ જોશી તથા લાડવઇએ કન્યાને જોવા વેવાઇને ઘેર જવા નિકળવું, વરને જોવા નિકળેલા ફરશુરામ વૈદ તથા સૂરજનો રસ્તામાંજ મીળાપ, એક બીજા પોતાની ઠગાઇ મનમાંજ સમજી એક બીજાને ઘર બતાવતા નથી. બાદ ન્યાત ગોરે આવી લગ્ન તરતજ કરી નાંખવા બંનેને સમજાવવા, લગ્ન દિવસ મુકરર થવાથી બંને વેવાઇ વેવાણો વચ્ચે આનંદ ગીત.

**પ્રવેશ ૯ મો**--કારાગૃહ. બંદીવાન જયંતની કંગાળ દશા, જયંતની દુર્બળ દશાથી બલિનું ફુલાવું, જયંતે નિડરતાથી બલિનો તિરસ્કાર કરવો, બલિનો ક્રોધ, જયંતને મારવા જતાં રત્નમાળાએ વચ્ચે પડી તેને ઉગારવા બંધનમુક્ત કરવા આર્જવતા કરવી, બલિ વધારે ઉશ્કેરાઇ જઇ બંનેને મારવા જતાં, ઇંદ્રને બંધન મુક્ત કરી કાર્તિકેય સ્વામી લઇ જાય છે એવા સમાચાર મળેવા, બલિનો ઉગ્રક્રોધ, કાર્તિકેય સ્વામીનું ઇંદ્રાદિક દેવો સહિત ત્યાં આવી પહોંચવું, દેવ-દાનવો વચ્ચે યુદ્ધ, રત્નમાળા-જયંત અને ઇંદ્રાદિક દેવોનું સ્વર્ગમાં ચાલ્યા જવું અને બલિનું હારી જવું. **ટેબ્લો!**

——:o:——

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—ઇંદ્રાસન. ઇંદ્રને પુનઃ ઇન્દ્રાસન ઉપર બેઠેલા જોઇ દેવમંડળમાં આનંદ, પરંતુ બલિ સોમો યજ્ઞ પૂર્ણ કરી ઇંદ્રાસન લેવા પુનઃ આવશે તેથી ઇંદ્રનું ગભરાવું. નારદ મુનિએ આવી દેવોનાં દુઃખો દૂર કરવા વામન પ્રાકટયના સમાચાર આપવા, સર્વેના આનંદનો અતિરેક !

**પ્રવેશ ૨ જો**—કશ્યપ મુનિનો આશ્રમ, વામનની બાલલીલા નિરખી કશ્યપ-અદિતિનું આનંદિત થવું, કશ્યપ મુનિની બલિના સોમા યજ્ઞમાં જવાની તૈયારી, સાથે વામનની જવાની હઠ, માતાપિતાની સેવામાં તત્પર રહેનાર વામનનું પિતા સાથે બલિ યજ્ઞમાં જવું.

**પ્રવેશ ૩ જો**—ફરસુરામનું ઘર, લગ્ન મંડપ, પોકળનો પ્રકાશ અને મારફાડ.

**પ્રવેશ ૪ થો**—જયંત મંદિર રત્નમાળા-જયંતનો સર્વ પ્રકારે સુખી આનંદ વિનોદ.

**પ્રવેશ ૫ મો**—યજ્ઞમંડપ. બલિના યજ્ઞની સમાપ્તિ, દાનવિધિ, નારદ, શુક્રાચાર્ય અને કશ્યપ વગેરેએ બલિના દાનવીરપણાની પ્રસંશા કરવી, બલિનું અભિમાન; જે કોઇ યાચક બાકી હોય તેમને શોધી લાવવા અનુચરોને મોકલવા, વામને પ્રવેશ કરવો, અલૌ-

કિક દિવ્ય મૂર્તિ જોઇ સર્વેએ આશ્ચર્ય પામવું ! વામનની માત્ર ત્રણ ડગલાં પૃથ્વીની યાચના, સર્વેનું હાસ્ય !! દાનવ ગુરૂ શુક્રાચાર્યનું શંકાશીલ બનવું, યોગ બળથી વિષ્ણુને જાણી લઇ વામનને દાન આપવની સાફ મના કરવી; નારદમુનિની ઉશ્કેરણીથી બલિને દાન આપવાની હઠ, શુક્રાચાર્યનું ગુસ્સે થઇ શ્રાપ આપી ચાલ્યા જવું, છતાં દાનવિધિ અટકાવવા સૂક્ષ્મરૂપે ઝારીના છિદ્રમાં પ્રવેશ કરવો, વામને દર્ભની સળીથી શુક્રાચાર્યની ચક્ષુ ફોડવી, નારદે મશ્કરી કરવી, વામનને દાન આપવા બલિએ જળ લઇ સંકલ્પ કરવો, વામને વૈરાટ સ્વરૂપ થઈ બે પગલાંથી ચૌદ લોકને માપી લેવા, વૈરાટ સ્વરૂપે ત્રીજા પગલાની માગણી કરવી, મહાદાનેશ્વરી બલિએ નિડરતાથી, પોતાનું શરીર પણ ભૂમી છે તે ત્રીજું ચર્ણ પોતાના શિર ઉપર મૂકવાનું કહેવું, વૈરાટ સ્વરૂપે ત્રીજું ચર્ણ મસ્તક ઉપર મુકી બલિને પાતાળમાં ચાંપવો. પાતાળ દર્શન, વિષ્ણુ ભગવાને પાતાળની ગાદી ઉપર બલિનો રાજ્યાભિષેક કરવો, ઇન્દ્રપદ તથા ચાતુર્માસ દ્વારપાળ થઇ તેની પાસે રહેવાનું વરપ્રદાન, નાટ્ય પ્રયોગની પૂર્ણાહુતિ અને અંતિમ્ આનંદ !

ॐ शान्तिः शान्तिः शान्तिः

# મુખ્ય પાત્રો.



**બલિ**—દાનવપતિ વિરોચનનો કુમાર.

**ઇન્દ્ર**—દેવતાઓનો સ્વામી.

**બૃહસ્પતિ**—દેવતાઓનો ગુરૂ.

**શુક્રાચાર્ય**—દાનવોનો ગુરૂ.

**શુંભ**
**નિશુંભ** } —બલિરાજના મહારથી સરદાર.

**જયંત કુમાર**—ઇંદ્રનો પુત્ર, રત્નમાળાનો પતિ.

**કાર્તિકેય સ્વામી**-ભગવાન શંકરના પુત્ર, દેવતાઓના સેના નાયક.

**કશ્યપમુનિ**—ભગવાન મરીચિના પુત્ર, દેવ તથા દાનવોના પિતા.

**વામન દેવ**—વિષ્ણુનો અવતાર: કશ્યપ તથા અદિતિના પુત્ર.

**ત્રંબકલાલ**—એક તડાકીઓ જોશી.

**ફરશુરામ**—એક ફડાકીયો વૈદ્ય.

**વિંઝણાશંકર**—ન્યાત ગોર.

——:o:——

# સ્ત્રી પાત્રો.

---

**રત્નમાળાઃ**—બલિરાજાની પુત્રી.

**લક્ષ્મી**—સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી દેવી.

**મોહિની**—દાનવોને છળવા વિષ્ણુએ લીધેલું સ્ત્રી સ્વરૂપ.

**શચી**—ઇંદ્રની પત્ની.

**જયંતી**—ઇંદ્રની પુત્રી.

**અદિતિ**—વામનની માતા કશ્યપનાં પત્ની.

**માનલીલા**
**વસંત** }—રત્નમાળાની સખીઓ

**વિંધ્યાવલી**—રત્નમાળાની માતા, બલિની પત્ની.

**લાડવઈ**—તડાકીયા જોશીની સ્ત્રી.

**સૂરજ**—ફડાકીયા વૈદ્યની સ્ત્રી.

એ શિવાય-શંકર, વિષ્ણુ, નારદ, સૂર્ય, ચંદ્ર, અસુરો, દેવો ઋષિઓ અને દાસ દાસીઓ, વગેરે વગેરે.

—:o:—



॥ श्री गणेशायनमः ॥

॥ श्रीमद् वाग् सद्गुरवे नमः ॥

# બલિરાજા નાટકનાં ગાયનો.



## મંગલાચરણ.

સૂત્રધાર—

આનંદ પ્રભાત સ્મરૂં બ્રહ્મ નામ,
સુખ ધામ શ્યામ પૂર્ણ કામ—આનંદ૦
રવિ કિરણ ઉજાશ, સહુ તિમિર નાશ,
પંકજ પ્રફુલ્લ ગુલાલ લાલ—આનંદ૦
વન ભ્રમર કેલિ કલી ગુંજે સાર,
વિભુ ચરણ શરણ સ્તવે નર ને નાર;
કૃતિ નવિન નાટય રસ અધિક ધાર,
અમી ઝરણ દેવ ધરો અમીની ધાર;
ગજ વદન સ્વરુપ આદિ ૐ કાર,
પદ કમળ નામું શિશ વાર વાર—આનંદ૦

આર્યબાળા— ૨

વિશ્વના વિહારી, વારી વારી બલિહારી નાથ,
ત્રિભુવન અકળિત કળા તમારી બલિહારી નાથ,
સુખકર નટવર દુઃખહર દીનના
તન મનના નિજ જનના પ્રભુ પ્રણુત પાળ—વિશ્વ.
ભક્ત મણિ બિરદ પાળ સ્વામી,
બહુ નામી, સુખ ધામી કેશવ કૃપાળ—વિશ્વ.

લક્ષ્મી— ૩

રત્નાગરની કન્યકા, લક્ષ્મી નામ રસાળ;
લાયક સ્વામી શોધીને, આરોપું વરમાળ;
દેવ મંડળ શ્રીમાન્ મળ્યા, સાગર ત્રટ જાણુ;
પ્રગટી પદ્મા રસાળ, ઉરમાં આણી વ્હાલ—દેવ.
સુંદર દેવાશી દેવ, કરૂં શુદ્ધ મનથી સેવ;
અતિ આનંદ સુખ સાજ, સોંપું વરમાળ આજ-દેવ.

મોહિની— ૪

છોટીસી મોહીનીયાં કો, જોબન ગુમાન હય;
છાઇ હય બસંત મેરા, મદન મેહમાન હય-છોટી૦
ફુલનકી સારી ભલી, સબી ફુલનકે સાજ;
જોબન ગુલાબી ફુલકી, મઝા લુંટ મહારાજ-છોટી૦
છોટી છતીયનકી છટા, છોટા બાલમ છેલ;
છોટી નાજુક નાજની, છોટી ફુલનકી સેર-છોટી૦
આશુક માશુક મીલ રહે, ખીલ રહે રજનીચંદ;
છાયો જોબન બાગમેં, મદન ગુલાબી રંગ-છોટી૦

ત્ર્યંબકલાલ— ૫

સંસારે સાચું દામનું નામ, માત્ર એક દામ દામ ને દામ;
વાહ ભાઇ દામ, વાહ ભાઇ દામ-સંસારે.
દામવંત તે સહુથી ડાહ્યો હોય ભલેને હજામ;
દામવંતના દ્વારે જઇ સહુ, સો સો ભરે સલામ-વાહ.
પંડિત કાજી પ્રવીણ પુરાણી, રાજા રંક તમામ;
વૈદ વકીલ ને વેશ્યા સર્વે, દામની પાસે ગુલામ-વાહ.

લાડવઇ— ૬

ક્યાંયે સરખી સમાણી જોડી ના મળે,
સૂનો લાગે સંસાર એળે જાએ અવતાર-ક્યાંયે.
ખીલી જોબન ફુલવાડી, પહેરી પચરંગી સાડી;
કંચુકી કમાન વાળી, મારી આંખડી અણિયાળી;
યોવનબ્હાર જાયરે—ક્યાંયે.
ચંપા કળી સુંદર સરસ, ભમરો સુગંધી ના લહે;
કંટક છતાં ગુલાબ કળિપર, ભ્રમરજી રાજી રહે.
કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી;
હું છું રૂપાળી પદ્મણી, તે મૂર્ખને પાલે પડી-સુનો.

લાડવાઇ— ૭

છોને કહેતા છકેલી રંગીલા મને—છોને.
હું તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા મને૦
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર
સમણે નહિં કોઇએ દીઠેલી
પોલકાં ને ચોળીઓનો પાર નહિં મારે
લટકેથી લુંટી લાવેલી—રંગીલા મને૦

નવસેરા હાર સાચા મોતીના સુંદર
બંગડીઓ માણેક મઢેલી
લુંમણાં ને ઝુમણાં લાડવાઇ પહેરતી
વિદ્યા હું પાકી ભણેલી—રંગીલા મને૦
મુંબઇનો હલવો સુરતની બરફી
તાજી તાજી ખાઉં પહેલી—રંગીલા મને૦

**રત્નમાળા—** ૮

બાળાલતા સખી જો, શી આ મંદમંદ ડોલે;
નિર્લજ વાયુ તેની, યુવા આનંદ જો લે,
પવન સખી ચુંબિત આ લતિકા;
દીસતી નિજ ગાત્રથી કંપિત હા,
કરતી કળી સ્મિતથી ભાવ છતાં;
મુખપટ ઘુંઘટ ખોલે—બાળાલતા.
દાડીમ ફળ જો પક્વ આ, ફુટી રક્ત શાં દેખાય છે;
**સખી**–જાણે તરૂણી સ્તનપરે, સ્મર તીર ચિન્હ જણાય છે;
**રત્ન**–આ કેતકી કરવત સમી, વિરહી હૃદય જોતાં ચીરે;
**સખી**–ચંપા કળી દીપજ્યોતિસમ, વિયોગી જન જઇ જોઇ પરજળે.
**રત્ન**–અલી જો અલી કલીથી, રતિ મંત્ર ગુપ્ત બોલે–બાળાલતા.

**સખીઓ—** ૯

મારી સજની તું કયાં રમી આવી રજની સાચું બોલ બોલ બોલ,
**રત્નમાળા**–શાણી સહીયર, તું શીદને આળ ચડાવે કેડો છોડ છોડ છોડ.

૨

**સખી**—હમણાં વેણી ગુંથી હતી, હમણા કયમ વીખરાણી?
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભમ્મર ક્યાં ભીંજાણી—સાચું.

**રત્નમાળા**—કાળો ભમરો શીર પર બેઠો, ઉરાડતાં ગભરાણી;
લાપોટે લટ છુટી ગઇ મારી, ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો.

**સખી**—અધર ઉપર જો ડંખ અલી વળી, અંગ ઉઝરડા લાગ્યા!
એવો રસિયો કોણ મળીયો, તને કામ બાણ ક્યાં વાગ્યા—સાચું.

**રત્નમાળા**—પોપટડો પિંજરથી કાઢી, રમાડતી અતી રંગે;
ચતુરે મુજને ચાંચ મારી છે, સખીઓ મારે અંગે—કેડો.

**સખી**—કસ્તુરી તારા અંગે બ્હેકે, કુસુમ કળીના હારો;
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીયો કામણગારો—સાચું.

**રત્નમાળા**—ચંદ્ર સરોવર ન્હાવા ગઇતી, વાટે મળ્યો એક માળી;
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

**નારદ**— ૧૦

કાયર તે નર સમજો જે કરમે હસ્ત મૂકી ફરતા,
નશીબ માની બેસી રહેનાર, દીઠા રડવડતા—કાયર૦
ઉદધી અંદર ઉતરતા તે, મોતી પામી નિકળતા;
તીરે રહી જોનાર તમાસો, નહિ કોડી મેળવતા.
નાનું બાળક ભણતાં પંડિત, પાણ ઘસે છે દોરી;
ભાગ્ય કસોટી ઉદ્યમ કરીને, તજી નિરાશા ઝોળી—કાયર૦

**રત્નમાળા**— ૧૧

કુમ કુમને પગલે રંગ ભુવનમાં,
રસિક કુંવર તમે ચાલો.

**જયંત**—ગજગમની પદમણી રતિરમણી;
પ્રિયા અનંગ રંગમાં મ્હાલો.

**રત્નમાળા**—મણિ મુક્તાનો હાર રસીલા,
તમ કંઠે સોવરાવું;
અંગ ઉમંગ જોબન બાજુબંધપર,
પાતળિયા પધરાવું—કુમ કુમ.

**જયંત**—ગૌર ગુલાબી ગાલપર, સુંદર બિંદુ શ્યામ;
માનો ચંદ્ર ઓછાવીને, બેઠા શાલિગ્રામ.

**રત્નમાળા**—... ... .. ... ... કુમ કુમને.
બાળા જોબન મંદિરે, મદન રાજનો મહેલ;
અણમૂલ મોતી માનુની, સમજો શાણા છેલ–કુમ કુમને.

**રત્નમાળા**— ૧૨

જાઓજી રાજ ! તમથી હારી,

**જયંત**—શરમાઓ ન પ્યારી;
પુષ્પ વેણી લઉં સમારી,

**રત્નમાળા**—ઠગાઈ તમારી—જાઓ.

**જયંત**—લાગ્યાં શ્રમ બિંદુ ચંદ્રક ભાલ પરજો પ્યારી,
અંકિત કપોલ ચંદન હંસ મુક્તા ધારી;
ચુમવા મન કરતા ભરમાયા જોઈ વારી,

**રત્નમાળા**—લજ્જા શું વિસારી,—જાઓજી.

**જયંતી**— ૧૩

વશ કીધો તેં વીર મારો જે ગુણીયલને બહુ સારો–વશ.

રત્નમાળા—

નથી વાંક જરા કાંઇ મારો નણુદલ તમ વીર ઠગારો.
રંગ ભુવનમાં બેઠી હતી ત્યાં, આવી અડપલું કરી ગયા;
ચુંબન કરી ભરી અંક મીલાવી, મોહન મનડું હરી ગયા–નથી.

જયંતી—

વસંત જોબન ફુલવાડીમાં, ભુલો પડી ગયો ભમરો;
લાલચ આપી તે લલચાવ્યો–બંધું ડાહ્યો ડમરો––વશ.

રત્નમાળા—

શરમાળે મને સાન કરીને, કંચુકીની કસ છોડી;
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સહુ તોડી–નથી.

જયંતી—

વદનચંદ્ર છબી રતી લજાવે, ભ્રગુટી કામણગારી;
બંધુ મારો સરલ હૃદયનો, કળા અજબ છે તારી–વશ.

લાડવઈ— ૧૪

હું ચાલુ લટકતી ચાલે, છેલા ફુલ છડીઓ આલે;
ખાવું ખીસ્સામાં ઘાલે, પૈસા વાપરવા આલે,
રંગીલી ખીલતી જુવાની.................

ત્રંબક—(સ્વગત) નક્કી નવી નાસી જવાની:

લાડવઇ—ગોરી મદન મદન સદનમાં મ્હાલે,

ત્રંબક—(સ્વગત) મન મોહ્યું ગુલાબી ગાલે––હું ચાલું.

૧૫

**ફરશુરામ**—ગોળ ખાઓ લ્યો ત્ર્યંબક તડાકીયા,
**ત્ર્યંબક**—લાવો લાવો ફરશુરામ ફડાકીયા,
ગોર—બંને જુઠ્ઠા ને લુચ્ચા હડાકીયા-ગોળ ખાઓ.
**ફરશુરામ**—કન્યામાં કંઇએ કેણુ નથી, તમે હૈયામાં હિંમત ધારજો,
ત્ર્યંબક—વર છે રૂપાળો વિદ્વાન વરણાગીયો;
કામદેવ કેરો અવતારજો-ગોળ ખાઓ૦
ગોર— જો શીને વેદ મળ્યા વેવાઇ હોંસીલા,
ઘડીઆં લગન નિરધારજો;
વહેલા પધારજો મળજો મંડપમાં,
આનંદ આવશે અપારજો-ગોળ ખાઓ૦

વારાંગના— ૧૬

સાંવરી સુરતપે મયેં વારી બલમા,
વારી બલમાં બલીહારી બલમા—સાંવરી.
નયનોકી તીરછી મારી કટારી,
લગી કલેજે આરપાર;
ઇશ્કકા મોહે ઝખમ લગાહે,
આકે મીટાદે બેકરારી બલમા—સાંવરી.

નારદ-- ૧૭

સફળ છે સંતની સાચી કમાઇ (૨)
સંતની સંગત ભવ જળ તારણુ,
વેદ પુરાણે ગાઇ .. ... ... ...સફળ છે.
ધ્રુવ પ્રહલાદ ને અંબરીષ રાજા,
ભક્તિ ધ્વજા ફરકાઇ... ... ...સફળ છે.

રત્નમાળા— ૧૮

સુખદ નંદન વન વિહાર ઉપવન,
શુદ્ધ સુર સરિતા જળ સુર સ્ત્રિયન ક્રીડન;
નજરા નજરાય ચમડર દુઃખ વિપત્તિ,
જુવાની જીંદગાની રહે સ્વર્ગે સદા બની.—સુખદ૦

લક્ષ્મી— ૧૯

બીજલી ચમકે બાદલમાં, ચંદા છુપે નભમંડલ;
બરસાકી છાઇ ઝડીયાં તરસાવે જો મનમોહન–બીજલી.
બંસરી અધરપર રાજે બજાવે શ્યામળો સુંદર;
હાથમેં ફુલ છડી છાજે, કાને મકરોકૃત કુંડળ–બીજલી.
તિલક કેશરી ભાલે, માલા વૈજંતી મોહન;
સાંવરી સુરતપેં વારી, રંગીલા લાલ લોચન–બીજલી.

સખીઓ— ૨૦

લાડકડી તારા લાડકોડ સૌ પુરા કરશે કંથ,
સખી તું શીખજે પ્રેમનો પંથ ગ્રંથ (૨)–લાડકડી.
પ્રિયતમ જ્યારે મંદિર પધારે સામી લેવા જાજે,
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી પતિ ગુણ ગીતા ગાજે;
ચરણ પખાલી પ્રાણનાથનાં વિંજણુંલે વાયુ વાજેરે–લાડકડી.

લક્ષ્મી—હું છું નાની નાર નવેલી, પ્રથમ શરમ બહુ આવે;
છબીલો કદિ છણુકાઇ જાયને, મુજને નહિ બોલાવે;
ચાલાકી બતલાવો એવી કે, રસીયો મને રીઝાવેરે–લાડકડી.

લક્ષ્મી— ૨૧

જાઓ જાઓ ના સતાવો, ઠગારા છબીલા છેલ
આઘા રહો અલબેલા અડશોમાં–જાઓ.
અંક ભર્યાના સમખાઓ તો સાચી વાત સમજાતું,
મન મોહન કાળા છો અડતાં હું કાળી થાઉં–આઘા૦

વિષ્ણુ–તું મુજને અડતાં શ્યામ બને હું કેમ ન થાઉં ગોરો,
ફરી મળતાં રંગ અદલા બદલી તુજતોરો મુજમોરો–આઘા૦

લાડવઇ— ૨૨

આનંદ મંગલ ગાઓ પરણાવી લેશું લ્હાવો
મારી વેવાણ રસીલી જોડી શોભશે.

સુરજ–નીરખી કન્યા જોશો મુખ જોઇને તાકી રહેશો
લાડવઈ–મારી વ્હેવાણ—
વીંઝણાશંકર–વાહ ઠીક મળ્યું આ ટાણું
એક લુલું બીજું કાણું
મળી વેવાઇ ન વેવાણું
ફેરા ફેરવોને ઝટ
લાડવઈ—મારી વેવાણ
ત્રંબક—ફડાકીયા તમે જોશે, હોળીને દહાડે રોશો;
જાન જોડીને હું આવું દુનીયામાં ડંકો વાગશે;
લાડવઇ—મારી વેવાણ
ફરશુરામ–તડાકીયા કહું તમને અતિ ઉમેદ મનમાં અમને,
વાજા વગડાવું જોજો ફરશુરામનો ફડાકો,
લાડવઈ–મારી વેવાણ—

**બીજો અંક સમાપ્ત.**

———:o:———

# ત્રીજો અંક.

વારાંગના— ૨૩

સોતન ઘર ન જારે મોરે સૈયાં,
બેરન ઘર ન જારે—મોરે૦
સોતનકે સંગ પ્રીત લગાઇ,
રતિયા ગવાંઇરે—મોરે૦
સોતન મુજે બડી દુખદાઇ
જીયા જલાવેરે—મોરે૦

વામન— ૨૪

અમૃતથી પણ અતિ મીઠી લાગે માત પીતાની સેવા,
જનની જનકના પદ પૂજન જે મધુરા મધુરા મેવા–અ૦
સ્નાન ધ્યાન સંધ્યા તરપણ કરી અગ્રી હોત્ર સુધારે
પ્રેમે ન પુજે માતા પીતા પદ (૨) વૃથા વખત તે ગાળે (૨) અ૦
માતા દેવી પાર્વતી, પીતા શીવ મહાદેવ
સપુત પુત્ર સંસારમાં કરે પીતૃ પદ સેવા–અ૦

ત્રંબક— ૨૫

કરી છેતરપિંડી કન્યા લુલી પરણાવી
જઈ, ફરિયાદ કરૂંછું દરબારમાં,

ફરશુરામ-ચંદરીયો, શંકરીયો વર છે કાણો,
નક્તારૂં તપાસ પળવારમાં.

ત્ર્ંબક—કેતોતો કન્યા છે, ચંપાની પાંખડી;

ફરશુરામ—કામદેવ જેવાની ફુટેલી આંખડી;

ત્ર્ંબક—લુચ્ચાના પીર તને, જાણ્યો ફૂડાકિયા,

ફરશુરામ—ઠગ છે પાટણનો તું ત્ર્ંબક તડાકીયા;

ત્ર્ંબક—ચુપ, ચુપ, ચુપ.

ફરશુરામ—જા, જા, જા,

ગોર—અહીં નથી ધરાળ કે ઉલાળમાં-કરી.

રત્નમાળા— ૨૬

રજની અપાર દુ:ખની સ્વામી ગઇ વીતી,
ઉષા આનંદની આ જુઓ કેવી શોભતી;
હર, વૃક્ષ, પત્ર, પુષ્પ, આ ખીલે, હસે, ઝુલે,
પણ મધુર પક્ષી ગાનથી ડાળી ડાળી ઘુમે.

જયંત—ઘટ માળ ભાગ્યની એ રીત ભરાઇ પળ પછી;
થઇ ખાલી ફરી ફરી ભરાઇ, વળી ઢળી જતી-રજની.

રત્નમાળા— ૨૭

હું ચતુરા ચિતના ચિંતામણિ, માનુનીના મંગળ શૃંગાર;
આપ પ્રિતમ વર કલ્પતરૂ, તો હું છાયા રૂપ સદા થનાર.

જયંત—તું છે ભૂતળની વિશુદ્ધ ચંદ્રા, મુજ મન સાગર ઉછાળનાર;
મુજ દરિદ્રની તું લક્ષ્મી, મુજ હૃદય કમળમાં બિરાજનાર.

રત્ન—આપ વસંતના વાયુ સુગંધિત, તો હું સુગંધી સહવસનાર;
ભલે મળ્યા મુજ ભાગ્ય યોગથી, મનવાંચ્છિત ફળના દાતાર.




નારદ— ૨૮

ધન્ય છે રાજા બલિ, કીર્તિ કમાયો ભવરણે;
લીધો બટુક અવતાર વામન, વિષ્ણુએ તુજ કારણે.
સંસાર સઘળે જાય છે, જે વિશ્વ પતિને વારણે;
છડીદાર થઇ બેઠા પ્રભુ, બળવાન બલિને બારણે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

—:o:—

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઇમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની ઠે.—કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી રોકડી કીમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | |
|---|---|
| સુકન્યા સાવિત્રી નાટક મોટું (સચિત્ર) | ૧-૮-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| ભર્તૃહરિનાટક મોટું(સચિત્ર) | ૧-૮-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| સતી અનસૂયા નાટક મોટું (સચિત્ર) | ૧-૮-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| રાજસિંહ નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| રાણકદેવી નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| ત્રિયારાજ નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| જગદેવપરમાર નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| ચંદ્રહાસ નાટક મોટું | ૧-૦-૦ |
| તેનાં ગાયન | ૦-૪-૦ |
| કંસવધ નાટકનાં ગાયન | ૦-૪-૦ |
| વીરબાળા નાટકનાંગાયન | ૦-૪-૦ |
| દેવયાની નાટકનાં ગાયન | ૦-૪-૦ |
| રાજતરંગ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| વિબુધવિજયનાટકનાંગા. | ૦-૪-૦ |
| સરસ્વતી નાટકનાં ગા. | ૦-૪-૦ |
| બુદ્ધદેવ નાટકનાં ગાયન | ૦-૪-૦ |
| મદાલસા નાટકનાં ગા. | ૦-૪-૦ |
| અંબરીષ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| ભાવિપ્રાબલ્યનાટકનાંગા. | ૦-૪-૦ |
| શૃંગીઋષિ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| પુનર્જન્મ નાટકનાં ગા. | ૦-૪-૦ |
| બલિરાજા નાટકનાં ગા. | ૦-૪-૦ |
| ઉષાકુમારી નાટકનાં ગા. | ૦-૪૦ |

**પ્રેમીલાલ મૂલજી આશારામ ઓઝા.**